# ખુશ ખબરી.

## ગુજરાતી ભાષામાં પુસ્તકો

ગરીબ વર્ગના તાલેબે ઇલ્મ તથા ગરીબ બર્ગના વાંચક બંધુ સાહેબોને નીચે લખી જણાવેલાં પુસ્તકો પોષ્ટની ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવશે.

| | | |
|---|---|---|
| પરદા અને ઇસ્લામ | પોષ્ટેજ | ૦)બા |
| તાલીમુલ ઇસ્લામ | ,, | ૦)બા |
| તોહફતુલ હિન્દ | ,, | બ |
| મલાબુદ મિનહો | ,, | બ |
| કુરબાની ગાવ રીસાલો | ,, | ૦)ll |

### દરેક વર્ગના માણસો માટે

તબલીગી હારમાળાના નંબર ૧૩ અમારા તરફથી બહાર પાડ્યા છે દરેકને માટે પોષ્ટેજ અરધા આનાની ટીકીટ મોકલવાથી મફત મોકલવામા આવશે.

મળવાનું ઠેકાણું.

**મવલવી અહમદ અશરફ.**

મોહતમિમ—મદ્રેસા અશરફીયા.

મુંo રાંદેર, જીo સુરત.

بسم الله الرحمن الرحيم

# મોઅજીઝુલ કબાએર વલ બિદઆત.



તમામ તારીફ પાક પરવરદીગારને માટે છે કે જેણે પોતાની કુદરતથી અમોને તેમ જે કાંઈ દુન્યામાં છે તે સૌ પયદા કરી અને અમારી હિદાયતને માટે એટલે ઉંધા રસ્તાથી સીધા રસ્તા પર લાવવા માટે તથા દોઝખથી બચાવી જન્નતમાં લઈ જવા અને હલાલ તથા હરામ ઓળખાવવા માટે હઝરત મુહંમદ મુસ્તફા (સલ.) ને (પોતાના પ્યારા મહબુબને) જિન અને ઈન્સાનો તરફ મોકલ્યા. અને કુરઆન શરીફ તેમના ઉપર નાઝિલ કર્યું, અને તેમને ખાતેમુલ અંબિયા બનાવ્યા. તેમજ સૌ પયગંબરોમાં તેમને સરદાર કર્યા, અને સૌથી મોટો

દરજ્જો તેમને આપ્યો તથા સૌપર તેમને બુઝર્ગી બડાઇ (મોટાઇ) બખશી અને તેમનું નામ કયામત સુધી જારીરાખ્યું, અને તેમના નામ મુબારકને પોતાના નામની સાથે મેળવ્યો. શફાઅતનો મરતબો બખશ્યો. મોઅજેઝાઓ અસંખ્ય ઇનાયત ફરમાવ્યા. તેમણે શરઇ કામો અમોને શીખવ્યા, એટલે કલમા, નમાઝ, રોઝા હજ, ઝકાત, દુરૂદ. તસબીહ, તકબીર, તહમીદ, તહલીલ, તિલાવત, ધર્મદાન અને ખાવા પીવાના, પહેરવાના સુવાના, બેસવાના અને કામ કરવાના તરીકાઓ, બતાવ્યા અને મોત હયાતના શીખવા શીખાડવા વગેરેના અહકામ બતાવ્યા અને તકવા, પરહેઝગારી, અખલાક, ઇત્તેફાક મોહબ્બત વગેરેના સંબંધી વાતો અને બીજી ઘણી વાતો છે જેને કરવા હુકમ કર્યો અને કુકર્મોથી બચવા ફરમાવ્યું જે વિષે ખુલાસો કરવા દરેક મોમિન મુસલમાનના જાણવા માટે આ રિસાલામાં લખીએ છીએ તે અને બીજી વાતો જે વિષે મના કર્યા હોય, તેથી પોતાને બચાવેકારણ કે અલ્લાહ અને રસુલના સનમુખ કયામતના દિવસે ઝલીલ અને શરમીન્દા થવું પડે નહિ. ઘણુ કરીને હિન્દુસ્તાનમાં જે જે વાતોનો રિવાજ ચાલે છે. તે પણ લખ્યા છે.

જેથી કરી મુસલમાનો એને જાણી લઇ પછી તે કામો ન કરે અને બાપ દાદાની ચલણ સમજી તે કામ કરવા કાયમ રાખે નહિ, કારણ કે અલ્લાહ તઆલાની સમક્ષ દરેક

માણસને પોતાનાં કૃત્યોના જુદા જુદા જવાબ આપવા પડશે, તે વખતે બાપ દાદા ઉસ્તાદ વગેરે જે વાતોથી રોકતા નથી તે કાંઇ કામ લાગશે નહિ.

મુસલમાન ભાઇઓ આખરે મરવું છે, અને અલ્લાહુને મોંહ દેખાડવું છે માટે હુશીયાર થઈ જાવ. નઠારા કામોથી પોતાને બચાવો આ ફાની દુન્યા ચંદરોઝની છે પાછળથી પસતાવવું પછી કાંઇ કામ આવશે નહિ, અને જહુન્નમ મુકામ થશે.

## નઠારાં કામો નીચે લખ્યા મુજબ છે.

શિર્ક કરવું એટલે અલ્લાહુ તઆલા જેવી કુદરત અને જ્ઞાન બીજા કોઇમાં સમજવું અથવા તેના જેવી તઅઝીમના કામ બીજાને સારૂ કરવું, અથવા તેના સિવાય બીજા કોઈની નઝર અને મન્નત કોઈ મતલબ વાસ્તે માનવી, અથવા તેના સિવાય બીજાને મુશ્કેલીના વખતે પોકારવું અને દોહાઈ દેવું અને તે પાસે મદદ માંગવી, અથવા બીજા કોઇને હુમેશ હાજર અને નાઝર જોવા વાળો અને સાંભળનારો સમજવો. નાહક કોઈને મારી નાંખવું. કેફી પદાર્થો જેમકે શરાબ, તાડી, ગાંજો, ભાંગ, પોસ્તે અફીણ, મદક, ચરસ વગેરે થોડું કે વધારે પીવું પીવડાવવું, ખાવું, ખવડાવવું, પોતાની સ્ત્રી સિવાય બીજી સ્ત્રી પાસે નિકાહ વગર જવું. પુરુષ કે સ્ત્રીથી

પાચ ખાનાની જગ્યા બુરૂં કામ કરવું. નેક સ્ત્રી જે બીજાના નિકાહમાં આવી હોય તેને ઝિનાની તોહમત આપવી. કાફરોના મુકાબલામાંથી કે જ્યાં થોડાજ મુસલમાનો હોય ત્યાંથી નાસી જવું, જાદુ કરવું કે કરાવવું. યતીમોનો માલ નાહક ખાવું, માબાપને દુઃખ પહોંચાડવું. હરમ મકકાના દરમ્યાન જે વાતોથી રોકયા હોય તે કામો કરવાં.

વ્યાજ લેવું, ચોરી કરવી, સુવ્વરનું ગોશ્ત (માંસ) ખાવું, જુઠી સાક્ષી પુરવી. વગર કારણે રમઝાનમાં રોઝો ન રાખવો નમાઝ પઢવી નહી. નમાઝને બે વખતે પઢવી, માલની જકાત ન આપવી, હજ પઢવાની તાકાત છે છતાં હજ ન પઢવી, જુઠી સોગન (કસમ) ખાવો, સગા વહાલાંઓથી સગાઈ તોડવી, તોળવામાં અથવા માપવામાં આપતી કે લેતી વખતે વધારી ઘટાડી દેવું. મુસલમાનોની સાથે નાહક લડાઇ લડવું. અલ્લાહ અને રસુલ (સલ.) તથા તેમની આલ અસહાબ અને અઝવાજે રસુલ (સલ.) ને ગાળો ભાંડવી અથવા હકીર જાણવા, તેમ લઅનત કરવી, અથવા ખરાબ કહેવા રૂશવત લેવી, મુસલમાનોની ચાડી ચુગલી હાકીમને કરવી. બાવજુદ કુદરતના અમરે મઅરૂફ અને નહી મુનકેરથી બાઝ રહેવું. જરૂરતે શરઈ વગર જુઠું બોલવું. વાયદો પુરો કરવાને શકિતવાન છે છતાં વાયદો પૂરો ન કરવો. કુરઆન

શરીફ યાદ કરી ભૂલી જવુ. જાનદારને આગમાં બાળવું, સ્ત્રીએ પોતાના ધણીનો હુકમ ન માનવો, પુરૂષે પોતાની સ્ત્રી ઉપર જુલમ કરવો, ધણી ધણીઆણીને લડાવી મારવા કે તેઓમાં જુદાઇ કરાવવી, આલિમ અને ફાઝિલની ઝટાઈ કરવી, પણ આલિમ તેને જાણવો કે જે અલ્લાહ અને રસુલ (સલ,) ને ઓળખવા માટે ઇલ્મ પ્રાપ્ત કરે, અને તે બીજા મુસલમાનોને ફાયદો પહોંચાડે તે આલીમ નથી જે દુન્યા કમાવવા માટે કિતાબો પઢે અને રાતદિવસ દુન્યાની ફિકરમાં વળગેલો રહે, અને દીની ઇલ્મ બીજાને શીખવે નહિ. અલ્લાહ તઆલાની બક્ષીસથી નાઉમેદ થવું, અને તેના અઝાબથી નિડર થવું, જુગાર રમવો. અલ્લાહના સિવાય બીજાના નામ પર જાનવર ઝુબ્હ કરવો. અલ્લાહના સિવાય બીજાથી નઝદીકી હાસિલ કરવા અથવા તેની તઅઝીમની રાહથી ઈબાદત જાણી જાનવર ઝુબ્હ કરવો.

અહંકાર કરવો પોતાને સૌ કરતાં સારો ગણવો. મકર (ઢોંગ) ફરેબ અને દગલબાજી કરવી. પારકાનો માલ લેવો. લહાળપન કરવું, કાફિરોને ફાસિકોને અને બિદઅતીઓને દોસ્ત સમજવા. હસદ કીનો રાખવો. શરીઅતના હુકમોને જેમકે નમાઝ રોઝા વગેરેને મકરૂહ જાણવું. અને તેથી બેઝાર રેહવું, હલાલ ચીજોને હરામ સમજવું, અને હરામ ચીજોને હલાલ સમજવું, દીની કોમોમાં એબ લગાડવો, કે ખલ્ક

નાખવું, દીની ફરાએઝ અને વાજિબાતને કોઇથી છુપાવવા, અમાનતમાં ખયાનત કરવી, મહારિમોથી નિકાહ કરવો, મસીદને નાપાક કરવું, પાક થયા વગર નમાઝ પઢવી, કુટણ પણુ કરવું, કાફિરો બિદઅતીઓ અને ફાસિકોની બેખોફ ફિત્ના તઅઝીમ કરવી કે ખુશામદ કરવી, ઇલિમ વગર ફતવો આપવો.. કંઇ પણ જાણ્યા વગર હકીમાત કરવી પોતાની અક્કલથી કુરઆન શરીફની તફસીર કહેવી, સૈયદોથી નફરત કરવી, ગીબત (નિંદા) કરવી અથવા કોઇને મોં પર એબ લગાડવો, મુસલમાન પર ગુમાને બદ લાવવું અલ્લાહના સિવાય બીજા કોઇની કસમ ખાવી, કુરઆન શરીફની મજલિસમાં બીજા કોઈ કામમાં મશગુલ થવું, કોઈના ગિલા શિકવા વિના કારણે કરવા કે સાંભળવા, નજુમિયો પર યકીન (એઅતેકાદ) કરવા, અલ્લાહ ન. સિવાય ઇલ્મે ગેબનો એઅતેકાદ બીજા પર કરવો, નબીયો ફરિસ્તાઓ અને અલ્લાહની કિતાબો બેહિસ્ત અને દોઝખ મીઝાન, પુલ સરાત તથા અઝાબે કબર તેમજ જે જે વાતોની અલ્લાહ અને રસુલે (સલ.) ખબર આપી છે, કયામત વિષે તેમાંથી કોઇ પણ ચીજના મુનકીર થવું, હદીસ એટલે પેગંબરે ખુદાના ફરમાનને અને ઇજમાએ ઉમ્મતને તથા કિયાસને ન માનવું, અને તેમના હુકમોના મુનકિર થવું, દાઢી સાફ કરાવવી (બોડાવવી) મુંછો વધારવી, સોના ચાંદીના વાસણમાં ખાવું પીવું સોના ચાંદીના ઘરેણાં

રેશમી લુગડાં ઝરીના જોડા શોભવા માટે પુરૂષે પહેરવાં હાથ પગમાં રંગ લગાડવો. (હાથ પગ રંગીત બનાવવા)

અને દાંતોમાં મિસ્સી પુરૂષે લગાડવી. ઢોલક, તંબુરો સિતાર, દોતારા, સરમંડલા, કરનાએ, સારંગી [વાજીંત્રોના નામ છે] વગાડવું અથવા જાણીજોઇને સાંભળવું, અને નાચ વાવાગાની તઅરીફ કરવી, શતરંજ, ચોપડ, ગંજફા, નર્દકુની બોજ, આતિશબાજી, [એ સૌ રમતો છે] રમવું, અને એમાં અમુક વખતને નહસો ગણવો, હરામ ચીજ પર બિસ્મિલ્લાહ કહેવી, જુઠી વાતોમાં અલ્લાહને ગવાહ [સાક્ષી] માનવો, કાફીરોના દિવસો [તહેવારો] ની તાજીમ કરવી, ખોટી રસમો [રિવાજ] મુજબ કંઈ પણ કરવું અને તેમની પૂજાની વસ્તુ ખાવી, કોઈ પીર પયગંબર, ઇમામ, શાહીદ ભુત પરીના નામની ચોટી રાખવી, શીતળા કે કોઈ બીજી બિમારીની પૂજા કરવી, હોંડી કે ગુંદાને પીર માનવો. તેમનાથી ગજા ઉપરાંત કામ કરાવવું, અગર કોઇ કામ સખત [ભારી] હોયતો મુસલમાનને લાજિમ છે કે પોતે પણ તેમાં ભાગલે, બેઇજ્જતીથી કોઈનું નામ લઇ પોકારવું. પોતાના દિલને બુરા અંદેશામાં રાખવો, રાત દિવસ સારૂં ખાવા પીવાની ફીકરમાં રહેવું, શકિતવાન હોવા છતાં માબાપ અને હકદારોની ખિદમત [ચાકરી] ન કરવી, શરઇ એહકામથી બહાનુ કરીને જેમકે નમાઝ, રોઝા, હજ, ઝકાત વગેરેથી બાઝ રહેવું

અલ્લાહે આપેલી નેઅમતમાં બુખ્લ [કંજુસાઇ] કરવી, હેઝ અને નફાસની હાલમાં ઓરતની પાસે જવું, પોતાની સ્રીને નામહરમ પુરૂષના સામે કરવું. (આવવા દેવું) સ્રીની તાબેદારી કરવી, સ્રીને જરૂર વગર આમ તેમ જવાની રજા આપવી, મકદૂર હોવા છતાં સ્રીને કે બચ્ચાંઓને ખાવાપીવાની તકલીફ આપવી, પરનારીથી પ્રીત કરવી. પોતાની સઘળી સ્રીઓને એક નજરે નજોવું સ્રી કે બચ્ચાંઓને લીધે ખુદા અને રસૂલ (સલ.) ના હુકમો વિરૂધ્ધ કામ કરવું, સ્રીએ પોતાના ધણીની નાફરમાની કરવી, ધણી બોલાવે ત્યારે ઓરતે હાજર ન થવું, હરકોઈ વાતમાં તેની નાશુકરી કરવી, તેની આપેલી વસ્તુને પોતાના અહંકારથી નાચીઝ સમજવું,

ધણીની રજા વગર માબાપના ઘર સિવાય બીજી જગ્યાએ જવું, અને તેની રજા વગર નામહરમના સામે આવવું, ધણીની ગજા ઉપરાંત ખાવા પીવાને તલબ કરવી, હરકોઈ વાતમાં તેના દિલને રંજ પહોંચાડવો, તેના માલની હિફાઝત ન કરવી, સ્રીએ માથું બોડાવવું. ઓરતે પુરૂષની સુરત ધારણ કરવી, પુરૂષે ઓરત બનવું, શરીઅતની વિરૂધ્ધ કોઇ કબરની ઝિયારત કરવી, અથવા એ વાસતે સફર કરવી, ઓરતોએ ઓરતોથી મુસાહેકા કરવું, એટલે ચિપટી લડાવવી, ખાવાની ચીજને ખરાબ કહેવું, કોઈના ઘરમાં રજા મેળવવા વગર ઘુસી જવું, નસીહત કરવાને શકિતવાન છે છતાં

નસીહત કરવી તર્ક કરી મુકવી, લોકોને દેખાડવા ઇબાદત કરવી, પોતે કરેલી ઈબાદત અને તકવા પર દઅવો કરવો, મોંઘવારીની નય્યતથી અનાજ છુપાવી રાખવું, ગુલામોને વેચી નાખવા. તળાવ ઈદગાહ અને કબ્રને માટે જાનવર ઝુબ્હ કરવુ, કબરને સિજદો કે તવાફ (ચોગરદમાં ફરવું તે) કરવો. જાનદારની છબી બનાવવી, અથવા તે ઘરમાં રાખવી, હરામના રૂપિયાથી મસ્જીદ ઈદગાહ અથવા કોઇ મકાન ઈજ્જતનું બતાવવું, જે કબરમાં લાશ ન હોય તેને સલામ કરવું કે ઝિયારત કરવી, તાજીયા બનાવવા મરસીઆ ગાવા, કોઈના ગમમાં વસ્ત્રો ફાડી નાખવા, અથવા છાતી કૂટવું કે મોટેથી રડવું, અથવા ગમીના વસ્ત્રો સમજી લુગડાં પહેરવાં કોઈના નામની બદ્દી નાખવી, નાક કાન કોચાવવા, શબે બરાત પર ઘડા (માટીના ગોળા) ભરવા, દીવા સળગાવવા, કબરો પર રવશની કરવી, ખીર ખવડાવવી, સાલગિરેહ (વરસગાંઠ) કરવી કે બિસ્મિલ્લાહ કરવી, બેડાં કાઢવાં, તેમજ બીજી રસમો જે કાફિરોથી મુસલમાનોએ શીખી છે તે કરવી જેમકે સહેરો, માંડવો, ખટ લગ્ન, બાંધત્રો, રત્ત જગા, (રાત્રે જાગવું તે) વગેરે કરવું, મરણ પછી મર્હુમનો ત્રીજો દસમો, ચાલીસો, કરવો કે છ મહીને વર્ષ પુરો થયેથી તેનો દહાડોપાણી કરવો, રૂહ કાઢવી, બાવની સકરાત, રોટી (રોટલી) હોળી દિવાળી કરવી મર્હુમને સરહાને દીવો બાળવો.

તેને ઘાસ પર સુવડાવવું, મરણ થવાથી હાંડી વાસણ આગ પાણી ફેંકી દેવુ, માથામાં કે ડીલે સિંદુર લગાડવો, અનાજને હથિયારને કે જમીનને સલામ કરવી, કબરને ઘર બનાવવો, કબર પાકી બનાવવી, કે ચુનો ઘોળવો, કબર પર લુગડું ઓઢાવવું, હાલ સાલની પૂજા કરવી, સત પીરની પોઠી સાંભળવી, ગાઝી અને મદારનો ઝુંડો કાઢવો, લાલબીબી, ઉલાબીબી, ખડીબીબી, આસાબીબીના રોઝા રાખવા, અને સવા પહોરનો રોઝો મુશ્કેલ કુશાના નામપર રાખવો, મન્નત માનવી. લાલપરી, સબ્ઝપરી, શયખ સદ્દો, ઝીનખાન, દરિયાખાંના નામના બકરા કરવા, અથવા તેમના નામપર ફાતેહા દેવું, અને તેના વિષે એવો એઅતેકાદ રાખવો કે આ બધા ખચિતજ જિન છે, અથવા શયતાનોએ લોકોને ભમાવવા ખાતર એવા નામો રાખી દીધાં છે, આ સૌ નઝર ન્યાઝ તેમને પહોંચે છે, એમ યકીન કરવો. ગાય વગેરેનો ટીકો કરવો, કે ચોખા ચોંટાડવા, શુકન અને ફાલ ઉપર એઅતેકાદ કરવો, ઘુંટીથી નીચે સુરવાલ કે દામન લટકાવવું પોતાનું સતર બીજાને દેખાડવું, કે બીજાનું જોવું, જનોઈ બાંધવી, માટીના બનાવેલા જે વાસણથી ઈસતિંજો કર્યો હોય તેથી વઝુ કરવાને હરામ જાણવું. તેહબંદ વગર લંગોટ મારવી નાપાક હાલતમાં મસીદમાં જવું, કે કુરઆન શરીફને હાથ લગાડવો, નમાઝ પઢવી કે કઅબાનો તવાફ કરવો, (વઝુ કર્યા

સિવાય પણ એ કૃત્યો કરવા નહિ.) ડીલે ગોદવું કે ગોદાવવું સ્ત્રીએ પોતાના વાળ (માથાના) કઢાવી નાખવા, કે કતરાવવા પુરૂષે કે સ્ત્રીએ પટાબરી ઝુલ્ફો રાખવી. સ્ત્રીએ ઝીણું વસ્ત્ર જેથી ડીલ દેખાય તે પહેરવું, ઈમામની પહેલાં કોઈપણ હરકત નમાઝમાં કરવી, કેફી પદાર્થોએ કમાવવું, મુશરિક સ્ત્રીથી નિકાહ કરવો, સ્ત્રીથી નિકાહ કરી તેને વ્યભિચાર કરવા છુટ આપવી, અથવા તેપર રાજી થવું. જાનવરથી બુરૂં કામ કરવું મુઠ મારવી ઈદ્દત દરમ્યાન નિકાહ કરવો. મુસલમાન થવામાં ઢીલ કરવી આઝાદ પુરૂષ કે સ્ત્રીને ખરીદવું કે વેચવું જુમ્આની વખતે ખરીદવું કે વેચવું.

જુમ્માનો ખુત્બો અને નમાઝે જમાઅતને (શામીલ થઈ શકે છે) છતાં જાણી જોઈને છોડી મુકવું. અલ્લાહના હુદમાં (હદનું બહુવચન) દરગુજર અથવા સિફારિશ કરવી. જાણી જોઈને કુરઆને મજીદમાં ગલતી (ભુલ) કરવી. ( .ત પઢવું) જાનદારની તસવીરનું રમકડું બનાવવું અથવા ખરીદવું સલામનો જવાબ ન આપવો, પોતાની ખુશીથી ઝેર ખાવું અથવા ડુબી મરવું, સાથીઓને દુઃખ દેવું, દુઆ કરતી વખતે આકાશ તરફ જોવું કાફેરોનો લિબાસ ધારણ કરવો અથવા તેમની બરાબરી કરવી, જનાવરોને લડાવવાં નસબ (ખાનદાન) થી ખારિજ થવું કે દાખિલ થવું શરઅના કામ પર .વું મુસલ્લી (નમાઝ પઢનાર)ના આગળથી જવું, પડોશા રસ્તાને

સાંકડો કરવો. રૂપીઆ પૈસાને શરઅ ખિલાફ બટો લગાડવો. વગર બીકે પણ ઇસલામને છુપાવવો નકામા પૈસા ગુમાવવા નોકરે પોતાના માલિકની ખેરખાહી ન કરવી અનાજ, મીઠું અથવા ચણા વગેરે વેચવાની ચીજોમાં વજન વધારે થાય એમ સમજી પાણી અથવા રેતી કે બીજી કોઇપણ વસ્તુ મેળવવી અથવા વજન હલકું થવાને માટે વેચવાની ચીજોમાં જાણી જોઈને નુકશાન ખરીદનારને જાહેર ન કરવો, મુસલમાનોના એબો ઢુંઢવા, પણ જે ફાસિક હોય એ નિચ્યતથી કે તે પોતાના ફિસ્કથી વેગળો રહે કોઇ મુસલમાનને દોઝખી કહેવો, કબુતર ઉડાવવા, અને મરઘા (કુકડા) લઢાવવાં.

# અરબઈને જામી

## અથવા

## જામી (રહ.) ની ૪૦ હદીસો.

૧ જે વસ્તુ પોતાને માટે પસંદ કરે તેવીજ બીજાને માટે પસંદ કરે નહી ત્યાં સુધીજ પાકો ઇમાનદાર થઈ શકતો નથી.

૨ જે માણસ અલ્લાહને માટેજ આપે છે, અને તેના માટે રોકે છે, અને તેના માટે મોહબ્બત કરે છે, તથા તેના માટે બુગઝ કરે છે, ખચીતજ તે માણસે પોતાના ઇમાનને કામિલ કર્યો.

૩ મુસલમાન તે છે જેની જીભથી અને હાથથી મુસલમાન મહફુઝ રહે.

૪ બે આદતો મોમિનમાં કદિપણ એકઠી થઇ શકતી નથી. ૧ બુખ્લ ૨ બદ અખલાકી.

૫ મનુષ્ય વૃદ્ધાવસ્થાએ પહોંચે છે, અને તેમાં બે આદતો જવાન થતી જાય છે. ૧ હિર્સ. ૨ લાંબી ઊમેદ.

૬ જો કોઇ મનુષ્યનો શુકર ગુજાર નથી થતો, **અલ્લાહનો** પણ શુકર ગુજાર નથી.

૭ જે મનુષ્યપર દયા ખાતો નથી તેના પર **અલ્લાહ** પણ રહમ કરતો નથી.

૮ દુન્યા અને તેમાં જે કંઇ છે તે સર્વ લઅનતના કાબિલ છે. **અલ્લાહના** ઝિક્ર સિવાય.

૯ દિરહમ અને દિનાર પુજવાવાળા મલઉન છે.

૧૦ હંમેશા બા વઝુ રહે એથી તમારી રોઝી વધારવામાં આવશે.

૧૧ મોમિન એક સુરાખ (બાંકુ)થી બે વખત ડસાતો નથી.

૧૨ વાયદો એક પ્રકારનો કરજ છે.

૧૩ મજલિસોને માટે અમાનતની હિફાઝત જરૂરી છે.

૧૪ જેનાથી સલાહ પૂછવામાં આવે તેને અમીન ગણવામાં આવે છે

૧૫ જવાંમર્દી ખચીતજ નફો છે.

૧૬ કરજ એ દીનને માટે એબ છે.

૧૭ કનાઅત એક એવો માલ છે જો ખલાસ થતો નથી.

૧૮ (સવારના વખતે) સુઇ રહેવું એ રોઝીને રોકે છે. ઘટાડે છે.

૧૯ એહસાન જતાવવું એક આફત છે.

૨૦ સઆદતમંદ તે છે જે બીજાની હાલત જોઇને શીખામણ લે.

૨૧ ઇનસાનને માટે એ ગુનાહ બસ છે કે તે દરેક સાંભળેલી વાતો બયાન કરે.

૨૨ મોત શિખામણ આપનાર બસ છે.

૨૩ લોકથી ભલો તે છે જે સૌથી વધારે નફો લોકોને પહોંચાડે.

૨૪ અલ્લાહ તઆલા હસમુખ અને ખુશ મિજાઝ માણસને દોસ્ત રાખે છે.

૨૫ સોગાતુ કે હદીઓ પોત પોતામાં મોકલી મહોબત વધારો
૨૬ ખેર અને મુબારક ખુશ ચહેરાવાળાઓથી મેળવો.
૨૭ અમુક મુદ્દત મળીને મળો મહોબત વધશે.
૨૮ તે માણસને માટે ખુશખબરી છે જે પોતાના એબ જુએ બીજાના જોવા માટે તૈયાર થાય નહિ.
૨૯ લોકોના માલ દોલતથી તવંગરી ચાહવી નાઉમેદ થવા સમાન છે.
૩૦ ઇન્સાનની ખુબીએ ઇસ્લામ એછે કે જરૂર વગરના કૃત્યે તજી દે.
૩૧ કોઇને પટકી મારવાથી બહાદુર થઇ શકતો નથી. બહાદુર તે છે જે ગુસ્સાના આવેશમાં પોતાના નફસને કાબુમાં રાખે.
૩૨ ધન દોલત અને માલ ખજાનો એનું નામ તવંગરી નથી તવંગર તે છે જે દિલનો ઉદાર હોય.
૩૩ ઇન્સાન પોતાની અક્કલ પર હમેશ બદ ગુમાન રાખતો હોય એ મોહતાજ થવાની નિશાની છે.
૩૪ કોઈને જ્ઞાન પ્રાપ્ત ન કરવા દેવો એ ઇસલામમાં જાયઝ નથી
૩૫ સવાલ કરનારને મીઠી વાત કહી રૂખસત કરવું પણ એ સદકો છે.
૩૬ બેહદ હસવું દિલને મુરદો બનાવે છે.
૩૭ જન્નત માતુશ્રીના કદમો નીચે છે.
૩૮ જીભને હમેશાં કાબુમાં રાખો.
૩૯ બદ નઝર કરવી એ શયતાનની ઝેરીલી નઝરના તીર સમાન છે.
૪૦ મોમિન કદીપણ પોતાના હમસાયાથી જુદો થઇ પોતાનું પેટ ભરતો નથી.